# કુર્બાની કે ચંદ જરૂરી મસાઈલ

# قربانی

:: મુરત્તીબ ::

મૌલાના સાજીદ અશરફી મછાસરવી
ખતીબો ઈમામ મસ્જીદે અન્વારે મદીના, મુમતાઝપાર્ક, ભરૂચ.
મો.: ૯૮૨૪૩ ૬૨૨૯૯

# : મસ્અલા :

(૧) નાબાલીગ ના વિષે ફુકહા ના દરમીયાન મતભેદ છે પરંતુ મસ્અલો આછે કે નાબાલીગ પર કુર્બાની વાજીબ નથી.

(૨) જે મુસલમાન વ્યકિત પાસે જરૂરી વસ્તુઓ સિવાય ૭.૫ (સાળાસાત) તોલા સોનુ અથવા ૫૨.૫ (સાળા બાવન) તોલા ચાંદી નો માલીક હોય અથવા તેની પાસે એટલા રૂપીયા હોય જેનાથી તે ૫૨.૫ (સાળા બાવન) તોલા ચાંદી ખરીદી શકે તો તે માલીકે નીસાબ છે આવા વ્યક્તિ પર કુરબાની વાજીબ છે.

(૩) જરૂરી વસ્તુઓથી મુરાદ(મતલબ) રહેવાનુ મકાન,ઘરવખરી નો સામાન જેની જરૂરત હોય,પહેરવાના કપડા વગેરહ વગેરહ

(૪) અગર કોઇ વ્યક્તિ  સાહીબે નીસાબ તો છે પણ તેના ઉપર કર્ઝ છે તો કર્ઝ ને નીસાબના માલ માંથી બાદ કરવો બાદ કરા પછી પણ નિસાબ બાકી રહે તો કુર્બાની વાજીબ થશે અને નીસાબ બાકી નહી રહે તો કુર્બાની વાજીબ નહી થાય.

(૫) માલીકે નીસાબે કુર્બાની માટે બકરી લીધી હતી અને તે ખોવાઇ ગયી હવે તે વ્યકિત નો નીસાબ ઓછો થઇ ગયો અને કુર્બાની ના દીવસો આવી ગયા તો તેના પર કુર્બાની વાજીબ નથી.

(૬) સાહીબે નીસાબ ની ઉપર જ ઝકાત પણ વાજીબ છે અને કુર્બાની પણ પરંતુ ઝકાત વાજીબ થવા માટે માલ ઉપર વર્ષ નુ ગુજરવુ શર્ત છે અને કુર્બાની માટે આ શર્ત નથી બલ્કે અગર કોઇ વ્યકિત કુર્બાની ના ત્રણ દીવસો માં કયારેક પણ સાહીબે નીસાબ થાય તો તેના ઉપર કુર્બાની વાજીબ થઇ જશે

(૭) બાલીગ ની તરફથી કુર્બાની કરવાની ઈચ્છા હોય તો સૌપ્રથમ તેની રજા લઇ લેવી વગર તેની રજાએ કુર્બાની કરી તો તેના તરફથી વાજીબ અદન થશે નહી

(૮) ફકત ૧૦ જીલ્હજ્જ ના રોજ જ કુર્બાની કરવી જરૂરી નથી ૧૧, ૧૨ જીલ્હજ્જ ના દીવસે પણ કરી શકાય છે પરંતુ ૧૦ જીલ્હજ્જ સૌથી અફજલ પછી ૧૧ જીલ્હજ્જ પછી ૧૨ જીલ્હજ્જ છે પણ ૧૨ જીલ્હજ્જ નો દરજો ઓછો છે.

(૯) કુર્બાની વાજીબ હતી અને કોઇ એ કરી નહી અને કુર્બાનીના દીવસો ગુજરી ગયા તો હવે તે કુર્બાની ખતમ થઇ ગઇ હવે તેના ઉપર વાજીબ છે કે તે જાનવર સદકો કરે અથવા જાનવર ની કિમંત સદકો કરે

(૧૦) કોઇ વ્યક્તિ ઉપર ગયા વર્ષે કુરબાની વાજીબ હતી પરંતુ તેણે કુર્બાની ના કરી અને હવે તે ચાલુ વર્ષે એવુ ઇચ્છે છે કે ગયા વર્ષ ની કુર્બાની કરે તો તે આવુ નથી કરી શકતો પરંતુ હજુ પણ જરૂરી છે કે જાગવર અથવા તેની કિમંત સદકો કરે

(૧૧) કુર્બાની ના જાનવર ત્રણ પ્રકાર ના છે
(૧) ઉંટ (ઉંટ ની ઉમર ૫ વર્ષ)
(૨) ગાય (ગાય ની ઉમર ૨ વર્ષ)
(૩) બકરી (બકરા-બકરી ની ઉમર ૧ વર્ષ)

નોંધ : અગર ઉપરોકત ઉમર કરતા ઓછી ઉમંર ના જાનવર હશે તો કુરબાની જાઇઝ નથી વધારે હોય તો જાઇઝ છે.

# : જાનવર વિષે માહિતી :

- જે જાનવર ના પૈદાઈશી શીંગડા ના હોય તેવા જાનવર ની કુરબાની જાઈઝ છે અગર શીંગડા હતા અને તુટી ગયા અને તે પણ (જઢ) સુધી તો ના જાઈઝ છે અને આનાથી ઓછા તુટયા છે તો જાઈઝ છે.
- ખસી જાનવર ની કુરબાની જાઈઝ છે
- આંખથી જે જાનવર કાણું(આધંળુ)હોય અને તેનુ આધંળાપણુ જાહીર હોય તો તેની કુર્બાની જાઈઝ નથી.
- એટલુ દુબળુ-પાતળુ જાનવર જેના હાડકાઓમાં ગોશ્ત પોશ્ત ના હોય તેની કુર્બાની જાઈઝ નથી.
- એટલુ લુલુ-લગંડુ જાનવર જે કુર્બાની કરવાની જગ્યાએ પોતાના પગ વડે ચાલીને ના જઈ શકતુ હોય તેવા જાનવર ની કુર્બાની જાઈઝ નથી.
- બીમાર જાનવર કે જેની બીમારી જાહેર હોય તેની કુર્બાની જાઈઝ નથી.
- જે જાનવર ના કાન અથવા પુંછડી ત્રીજા ભાગ કરતા વધુ કપાચેલ તેની કુર્બાની જાઈઝ નથી.
- જે જાનવર ના કાન અથવા પુંછડી ત્રીજા ભાગ કરતા ઓછી કપાચેલ તેની કુર્બાની જાઈઝ છે.
- જે જાનવર ના પૈદાઈશી કાન ના હોય અથવા એક કાન ના હોય તેની કુર્બાની પણ જાઈઝ નથી હાં અગર કાન છે પણ નાના છે તો  તેની કુર્બાની જાઈઝ છે.
- જે જાનવર ના દાંત બીમારી ના કારણે પડી ગયા હોય તેની  કુર્બાની જાઈઝ નથીં અગર પૈદાઈશી દાંત ના હોય તો તેની કુર્બાની જાઈઝ છે.
- જાનવર ને જે સમયે ખરીદેલુ તે સમયે તેમાં કોઇ ઐબ ના હતી કે તેની કુર્બાની ના થાય પરંતુ વેચાણ લીધા પછી તેમાં ઐબ પેદા થઇ ગયી તો આના બે પ્રકાર છે.
- અગર વેચાણ લેનાર વ્યકિત માલીકે નિસાબ છે તો બીજુ  જાનવર વેચાણ લઇ તેની કુર્બાની કરે અને બીજો પ્રકાર આ છે કે  માલીકે નીસાબ ના રહયો તો તે જ જાનવર ની કુર્બાની કરે
- કુર્બાની કરતી વખતે જાનવર ઉછળ્યુ કુદયુ જેના કારણે ઐબ પૈદા થઇ ગઇ તો કુર્બાની જાઈઝ છે.
- ભીંગે(બારૂ)જાનવર ની કુર્બાની જાઈઝ છે.
- જે જાનવર ના બન્નેવ અથવા એક શીંગડુ ઉગવા ની જગ્યાએ થી તુટેલ હોય તો તે જાનવર ની કુર્બાની થશે નહી (અગર ઉપર થી થોડુ તુટેલુ હશે તો થઇ જશે એવી જ રીતે પૈદાઈશી શીંગડા ના હોય તો પણ થઇ જશે)
- જાનવર કુર્બાની કરતા પહેલા મરી ગયુ અથવા ખોવાઇ ગયુ અથવા ચોરી થઇ ગયુ તો માલદાર વ્યકિત નવુ જાનવર લાવે અને ગરીબ (ફકીર) નહીં.

❋ કુર્બાની નુ જાનવર ઝબ્હ કરતા પહેલા બચ્ચુ જન્મે તો બચ્ચા ને પણ જબ્હ કરી નાખે અગર બચ્ચા ને વેચી દીધુ તો આવેલ કીમત  સદકો કરે અગર વેચ્ચુ નથી,ઝબ્હ કર્યુ નથી તો એને જીવતુ સદકો કરી દે અગર વેચ્ચુ નથી  સદકો કર્યો નથી આવતા વર્ષ માટે કુર્બાની માટે રહેવા દીધું તે કુર્બાની થશે નહી.

❋ કુર્બાની ના જાનવર થી કુર્બાની પહેલા કોઈપણ ફાયદો ઉઠાવવો જાઈઝ નથી જેવી રીતે કે ઝબ્હ કરતા પહેલા કુર્બાની ના વાળ પોતાના માટે  કોઇ કામ અર્થે કાપી લેવા અથવા તેનુ દુધ દોહવુ મકરૂહ તથા મના છે. અગર વાળ કાપી લીધા અથવા દુધ કાઢી લીધુ તો તેને સદકો કરી આપે  અગર જાનવર દુધાળુ છે તો તેના થન (બાવલા) ઉપર ઠડું પાણી નાખે જેથી દુધ સુકાઇ જાય અગર તેનાથી કોઈ ફર્ક ના પડે તો દુધ કાઢી ને તેને સદકો કરી આપે.

❋ બીજા પાસે કુર્બાની નું જાનવર ઝબ્હ કરાવ્યુ અને પોતાનો હાથ પણ છરી ઉપર મુકયો એટલે કે બન્નેવે મળી ને ઝબ્હ કર્યુ તો બન્નેવ પર બિસ્મીલ્લાહ કહેવું વાજીબ છે.એકે પણ જાણીબુજી ને ના પઢયુ અથવા આવુ વિચારી ને છોડી દીધુ કે મારે પઢવાની જરૂર નથી તો બન્નેવ સ્થિતી માં જાનવર હલાલ નહીં ગણાય.

નોંધ : ખાટકીઓ માં આ આદત જોવા મળે છે કે જલ્દી-જલ્દી માં જાનવર ને ઠંડુ પણ નથી થવા દેતા અને ચામડુ ઉતારવાનું શરૂ કરી આપે છે તો તે ખાટકી ને આવુ કરવા થી રોકો.

## : હીસ્સેદારી વાળી કુર્બાની ના મસાઈલ :

### ગાય, બળદ, ઉંટ માં સાત વ્યકિત ભાગીદાર બની શકે છે

જયારે કુર્બાની ભાગેદારી માં હોય એટલે કે એક જાનવર માં કેટલાક લોકો ભાગીદાર હોય તો કુર્બાની સહીહ થવા માટે આ શર્ત છે કે દરેક ભાગીદાર ની નીય્યત સવાબ પ્રાપ્ત કરવાની હોવી જરૂરી છે અગર એક વ્યકિત ની નીય્યત ખાલી ગોશ્ત ખાવા ની હોય અને બીજા ભાગીદારો ની નીય્યત સવાબ ની હોય તો કોઇ ની પણ કુર્બાની નહી થાય

નોંધઃ- દરેક ભાગીદાર નુ સુન્ની સહીહુલ્અકીદહ હોવુ શર્ત છે ભાગેદારી માં એક પણ બદમઝહબ ભાગીદાર હશે તો કોઈની પણ કુર્બાની થશે નહી.

**મસ્અલા :** જાનવર ને ઝબ્હ કરતી વખતે જે નસો કાપવામાં આવે છે તે (ચાર)૪ છે. એક તે નસ જ્યાથી શ્વાસ અવર જવર કરે છે.બીજી તે નસ જેના વડે ખાવા-પાણી ઉતરે છે ત્રીજી અને ચોથી આ બન્નેવ નસો ની આજુ-બાજુ હોય છે જેમાંથી લોહી દોડે છે.

**મસ્અલા :** ઝબ્હ ની આ (ચાર)૪ નસોમાંથી ત્રણ કપાઇ જવી કાફી છે એટલે કે જાનવર હલાલ થઇ જશે તથા આ ચારેય નસો માં દરેક નસ નો વધુ પડતો ભાગ કપાઇ જાય તો પણ જાનવર હલાલ થઇ જશે અગર અડધી નસો કપાઇ ગઇ અને અડધી નસો બાકી છે તો હલાલ થશે નહી.

**મસ્અલા :** ઝબ્હ કરતી વખતે જાનવર ની ગર્દન છુટી પડી જાય તો તે મકરૂહ છે પરંતુ ઝબ્હ કરેલુ ખાવુ જાઇઝ છે.

નોંધ : ગર્દન છુટી કરી નાખવી મકરૂહ છે.

# કુર્બાની કરવાવાળાના વાળ તથા નખ કાપવા બાબત

**હદીષ શરીફ :** હુઝુર સલ્લલાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યુ કે જે વ્યક્તિ પાસે ઝબ્હ કરવા માટે કોઇ જાનવર હોય તો જ્યારે જીલ્હજ્જ નો ચાંદ નજર આવે તો તે કુર્બાની કરવા સુધી પોતાના નખ તથા વાળ ન કાપે. ઝાહીરી તૌર પર હદીષે પાક થી ખબર પડે છે કે વાળ ન કપાવવા લાઝીમ તથા જરૂરી છે પરંતુ હકીકત આ નથી

પરંતુ સાચો મતલબ આ છેકે જ્યારે આલા હઝરત ફાઝીલે બરેલ્વી રદીઅલ્લાહુ અન્હુ થી સવાલ કરવામાં આવ્યો કે કોઇ વ્યક્તિ કુર્બાની નો ઇરાદો હોવા છતાં પોતાના વાળ અને નખ વગૈરહ કપાવી લે તો તેણે આ હદીષે પાક માં જે હુકમ છે તે તેણે ના માન્યો તેમ ગણાશે તો આવા વ્યક્તિ વિષે શરીઅત માં શુ હુકમ છે ? તથા તેની કુર્બાની સહીહ થશે કે નહી ?

તો આલા હજરત ફાજીલે બરેલ્વી રદીઅલ્લાહુ અન્હુએ જવાબ આપ્યો કે આ હુકમ મુસ્તહબ છે કરે તો બેહતર છે ના કરે તો કોઇ હરજ(વાંધો) નથી ના તો તેણે હદીષ નો હુકમ ના માન્યો ગણાશે ના તો તેની કુર્બાની માં કોઇ વાંધોં ગણાશે. વધુ આલા હજરત ફરમાવે છે કે અગર તે વ્યક્તિ જેના નામ ની કુર્બાની છે એકત્રીસ (૩૧) દિવસ થી કોઇ ઉઝર ના કારણે અથવા વગર ઉઝરે નખ તથા વાળ ન કાપ્યા હોય અને જીલ્હજ્જ નો ચાંદ દેખાય ગયો તો ભલે તે કુર્બાની નો ઇરાદો રાખતો હોય આ મુસ્તહબ પર અમલ કરી શકતો નથી કારણ કે હવે ૧૦ મી જીલ્હજ્જ સુધી નખ તથા વાળ નહી કપાવે તો તેને નખ તથા વાળ કપાવવાના ૪૧ (એકતાળીસ) દીવસ થઇ જશે અને ૪૦ (ચાળીસ)દિવસ થી વધારે નખ તથા વાળ ન કપાવ્વા ગુનો છે અને મુસ્તહબ કામ માટે ગુનોહ નથી કરી શકતો.

# : અહમ મસાઈલ :

ઘણા અફસોસ ની વાત છે કે જાનવર ઝબ્હ કર્યા પછી ખાટકીઓને જોવામાં આવે છે કે અમુક ખાટકીઓ તરતજ આ કામ કરે છે અને અમુક ૧-૨ મીનીટ પછી આ કામ કરે છે તે શુ કરે છે કે ખાલ ને થોડી ગળા તરફ કાપીને છરી (ચપ્પુ) નાખે છે ત્યાર પછી તમે જુઓ છો કે જાનવર તરતજ ઠંડુ થઇ જાય છે આવુ કરવુ હરામ છે ગુનોહ છે. કારણ કે **ચાર નસો કપાઇ ગયા પછી જયા સુધી જીવ (જાન) ન નીકળી જાય ત્યા સુધી છરી (ચપ્પુ) ને વાપરવી હરામ છે** તમે જોતા હશો કે એક તરફ જાનવર ની જાન નીકળતી હોય છે ત્યારે પેટ ઉપર જોરથી દબાવે છે આ પણ હરામ છે આપણે આવુ કામ નહી રોકીએ તો આપણને ગુનોહ થશે આપણે આની પણ તૌબા કરવી પડશે, હવે કસાઇ (ખાટકી) ગળા તરફ ચપ્પુ અંદર નાખી દીલ ની નજીક મારે છે તો દીલ ની આજુ-બાજુ એક થેલી હોય છે તો જયારે તે થેલી કપાઇ જાય છે ત્યારે દીલ ધડકવાનુ બંધ કરી દે છે આવુ કરવાથી જાનવર તરતજ ઠંડુ થઇ જાય છે. બીજુ કામ આ કરે છે કે અસલ માં જાનવર નું દિમાગ જીવતુ હોય છે અને તે દિમાગ લોહી (ખુન) માંગતુ હોય છે અને તે લોહી ને દીલ પમ્પ કરતુ હોય છે પરંતુ નસ કાપેલી હોવાથી લોહી બહાર વહેતુ થઇ જાય છે તો દીમાગ ને પણ ખત્મ કરવા માટે ખાટકીઓ આવુ કરે છે કે ચાર નસો કાપી લીધા પછી તમે ધ્યાન આપજો કે ચપ્પુ ને સીધી કરીને જયા ચાર નસો કાપીને ત્યાજ ચપ્પુ ને ધીરે થી નાખે છે અને પાછળ એટલે કે ગર્દન ની પાછળ રીઢ નુ હાડકુ જાય છે આ હાડકા માં હરામ મગ્ઝ (ગુદા) હોય છે તો હરામ મગ્ઝ (ગુદા) ને તે કાપી નાખે છે તો આ રીતે દીમાગ ની સાથે કોન્ટેક ખત્મ થઇ જાઇ છે અને જાનવર તરતજ ઠંડુ થઇ જાય છે આવુ કરવુ હરામ તથા મોટો ગુનોહ છે .આ બાબતે વૈજ્ઞાનીકો નુ કહેવુ છે કે આવુ ગોશ્તમાં કરવાથી ઘણી બધી બીમારીઓ થઇ જાય છે કારણ કે બધુ લોહી નીકળી શકતુ નથી જાનવર નુ દિમાગ કામ કરવા નુ બંધ થઇ ગયુ,દિલ ધડકવાનુ બંધ થઇ ગયુ તો લોહી નુ જે પમ્પીંગ છે તે અટકી જાય છે આના થી તે લોહી ગોશ્તમાં મળી જાય છે આવો ગોશ્ત ખાવા થી કેન્સર, એઈડ્સ, ટી.બી વગૈરહ ઘણી બિમારીઓ થાય છે એક તો હરામ કામ બીજુ કે આપણી તબીયત માટે પણ નુકસાનકારક છે તો હમેશા યાદ રાખો કે ઝબ્હ કરતા પહેલા ખાટકી ને કહી આપો કે આ કામ સદતંર કરવુ નહી.

# : કુરબાની કરવાનો તરીકો :

સૌ પ્રથમ જાનવરને ઘાસ-ચારો,પાણી વગેરહ પીવડાવી ત્યાર પછી કુર્બાની ના જાનવર ને ડાબા પડખે એવી રીતે સુવડાવવુ કે કાબાશરીફ તરફ એનું માથુ હોય,ઝબ્હ કરવાવાળો તેનો જમણો પગ એના પાસા પર રાખી ને તેજ છરીથી જલ્દીથી ઝબ્હ કરી દે ઝબ્હ કરતા પહેલા આ દુઆ પઢવી.

“ ઈન્ની વજ્જહતો વજહીય લિલ્લઝી ફતરસ્સમાવાતે વલઅર્દ હનીફવ વમા અના મીનલ મુશ્રીકીન ઈન્નસલાતી વનુસુકી વમહયાય વમમાતી લીલ્લાહી રબ્બીલ આલમીન લાશરીકલહુ વ બી ઝાલીક ઉમીરતુ વઅના મિનલ મુસ્લીમીન અલ્લાહુમ્મ લક વ મીન્ક બીસ્મીલ્લાહી અલ્લાહુ અકબર.”

દુઆ પુરી થતા જ છરી ચલાવી ઝબ્હ કરવુ.પોતાની તરફથી કુર્બાની હોય તો ઝબ્હ કર્યા પછી આ દુઆ પઢવી.

““ અલ્લાહુમ્મ તકબ્બલ મિન્ની કમા તકબ્બલ્ત મિન ખલીલીક ઈબ્રાહીમ અલયહીસ્સલામ વ હબીબિક મુહમ્મદીન સલ્લલાહુ અલયહી વસલ્લમ.””

અને બીજા તરફથી હોય તો આ રીતે દુઆમાં નામો બોલી દુઆ પઢવી

“અલ્લાહુમ્મ તકબ્બલ મિન
૧ :
૨ :
૩ :
૪ :
૫ :
૬ :
૭ :
કમા તકબ્બલ્ત મિન ખલીલીક ઈબ્રાહીમ અલયહીસ્સલામ વ હબીબિક મુહમ્મદીન સલ્લલાહુ અલયહી વસલ્લમ.”

## :: મીન જાનીબ ::

મદ્રસ-એ-અન્વારે મદીના, મુમતાઝ પાર્ક,ભરૂચ.

નોંધ : કુર્બાની નો ગોશ્ત બદ-મઝહબ તથા કાફીરો ને આપવો હરામ છે.

નોંધ :
ઈસ કિતાબ કો કાફી દેખભાલ સે લીખી ગઈ હૈ ફીર ભી અગર ઈસ કિતાબ મેં કીસી તરહ કી કોઈ ગલ્તી નઝર આયે તો બરાએ કરમ ઈત્તેલાઅ ફરમાએં, નવાઝીશ હોગી.